સમાજમ.

# नाथ स्तुतिनां गायनो.

## ભાગ પહેલો.

---

રચી પ્રસિદ્ધ કરનાર.

હીમતલાલ ગોવિંદલાલ.

અમદાવાદ.

આવૃત્તિ પહેલી પ્રત. ૫૦૦

---

અમદાવાદ.

પ્રેસ. મદનગોપાળની હવેલીમાં લલ્લુભાઈ
રદાસ ત્રિવેદીએ છાપ્યું.

---

૯૬૦ સને ૧૯૦૩

કી. [illegible] આના.

# શ્રી રામનાથ સ્તુતિનાં ગાયનો.

**ગાયન ૧ લું.** રાગ. પ્યારા પ્રભુ વિનવું. એ રાહ.

વિનાયક વિનવું, સુખના કરતા દુઃખના હરતા;
રામેશ્વર ગુણ ગાવા ઇચ્છા, કરીએ—સ્મરીએ. વિનવું.
કાર્ય આરંભે સ્તવન કરીએ, નિર્મળ મતીદો ગતીદો;
થાકે મંગળ ગણેશ ગુણ ગણતાં, દુંદાળા, શુંઢાળા.
સમાજ નમી તુજ પાસે યાસે, તુજ સેવા મેવા.

**ગાયન ૨ જું.** માલની છંદ.

ગણપતી ગણેશા, શીશ ચરણે પ્રણામું;
સરસ્વતી મુખે વસો, કાવ્ય કરવા હું પામું.
તુજ ચરણ શરણ ગ્રહીને, ગુણગાયે સમાજ;
રામેશ્વર ગુણ ગાઉં, રાખજો મારી લાજ.
વિઘ્નેશ્વર મતિ આપો, ચીત્તમાં ચાહું આજ;
તાપ ટાળો સમરતાં, રાખજો મારી લાજ.

**ગાયન ૩ જું.** રાગ ધનાશ્રી.

કર સુખ ધામ, પ્રણામું પ્રીતે રામનાથ નિષ્કામ; (૨)
તના પ્રતક્ષ પ્રભુ છો, ગિરજાવર શીવ શંભ. પ્રણામું.
તેજવાળા સ્વયંભુ, ભક્ત તણા વિશરામ;
ાર ના પ્રાણ્યા, રક્ષણ કરે દીન જાણ. પ્રણામું.

દરશનથી દુઃખ દરિદ્ર નાસે, પુરૂં પ્રતાપી તુજ નામ. પ્રણામું.
લાજ અમારી હાથ તમારે, રાખજો ઇશ અભિરામ. પ્રણામું.
લક્ષ્મી ભક્તિ મુક્તિ આપેઃ, આપો અવિચળ ધામ. પ્રણામું.
જાઇ જુઇ ચંદન અક્ષતથી, વધાવીએ રામનાથ. પ્રણામું.
નિર્મળ મનથી સમાજ સર્વે, નમીને કરીએ પ્રણામ. પ્રણામું.

### ગાયન ૪ થું. રાગ ઠુમરી.

શીવ છોડો હવે જગ બંધનથી. (૨)
(તમ) નામ જપીશ ખરા મનથી,
કરીશ ભક્તિ ત્રીપુરારી તનથી. શીવ.
ધરીએ નિત્યે ધ્યાન તમારૂં,
પુજન કરીએ ગંગાજળથી. શીવ.
શરણે રાખો શીવ સમાજ ચહીને,
પ્રિત બાંધે હીંમતહરથી. શીવ.

### ગાયન ૫ મું. રાગ. નિરબળ શત્રુ સબળ

રામેશ્વરનાં દરસન કરવા, નર નારી સૌ આવે છે;
ખરા ભાવથી ભક્તિ કરે તે, ભોળા નાથને ભાવે છે.
સાચા પ્રેમેથી નમે છે, તેનું પાપ પ્રલય થાય.
સંસારે સુખ પામી અંતે મોક્ષ ધામમાં જાય;
સ્વયંભુના નિત્ય દરશનનો, એ મોટો મહીમાય. સાર

### ગાયન ૬ ઠું. રાગ લાવણી.

શ્રી ત્રીપુરારીનુ ધ્યાન ધરો નર નારી;
શેવેથી કારજ સિધ થશે મન ધારી.
પ્રભુ રામનાથ દાતાર અંખડ અવિનાશી;
શીવ ભક્તનાં સારે કાજ ટાળી ઉદાસી.

સાચા દીલથી જે શીવનું ધ્યાનજ ધરશે;
તેનાં કોટીક પાપો, પ્રલય થઇ સુખ મળશે. ૩
ષટ શત્રુ વિદારણ, ભવ તારણ ભગવંતા;
સાચી ભક્તિથી મુક્તિ દીએ બળવંતા. ૪
ભોળા ભાગો હમારી ભાવટ ભવસાગરની;
કરો શાંતિ શિતળ સુખકારી, દુઃખ વાદળની. ૫
દ્રડ હૃદયે રાખી વિશ્વાસ કરી એ તુજ ભક્તિ;
છો શેવકના પ્રતિપાળ આખર દો મુક્તિ. ૬
ઉદય સમાજનો કરશો રાખી પ્રભુ શરણે;
નમી હીંમત માગે પડી, વિભુ તુજ ચરણે. ૭

### ગાયન ૭ મું. રાગ આશાગોડી.

જનમી જપો ત્રીપુરારી, આ જગમાં. જનમી જપો ત્રીપુરારી.
અંધ બની શીદ વિષયમાં પડીએ;
જન્મ ગુમાવિએ ખાલી. આ જગમાં.
ધર્મ ધ્યાન પુજન અરચનથી;
ચરણ કમળ આશ ભારી. આ જગમાં.
ભવસાગરમાં ભટકી આખર.
આવીએ શરણ તમારી. આ જગમાં.
રામનાથ શંભુ છો સુખદાતા;
સંકટ નાંખો વિદારી. આ જગમાં
શિવ સમાજને શરણે રાખો;
સહાય હીંમતને તમારી. આ જગમાં.

### ગાયન ૮ મું. તાલ સુલફાગ.

તારણ રામનાથ. ( ૨ )
શીવ સમાજને તારો આધાર. તારણ.

સંસાર સાગર સરજનહાર, ઓમકાર નિરાકાર.
શશિધર વિષ ધર, મણાકર;
વિભુ વિશ્વનાથ. ૦ તારણ.

### ગાયન ૯ મું. રાગ દાદરો.

રામનાથ જોડી હાથ, સમાજ સૌ નમે.
કૃપાનાથ લીજીએ પાય શંભુ ચરણને. રામનાથ.
અખંડ અવિનાશી શીવ ભસ્મ અંગ ધરા;
પ્રણમીએ પ્રેમે તમને હે ચંદ્રશી ખરા;
ન્યાય નિતી સત્ય પ્રિતી, સ્થાપો આધરા;
ચીત્તે-પ્રિતે-નમીએ-સુખકારી,
ઉપકારી, ત્રીપુરારી, ગંગધરણને. રામનાથ.

### ગાયન ૧૦ મું. રાગ કલ્યાણ.

ઉમીયાપતી, આપો સત્ય મતિ;
હામ દામ ઠામ સાથ, દે રૂડી ગતિ. ૧
સૃષ્ટિ કરતા જનમન ભરતા સ્વયંભુ રામનાથ;
શાંતી આપો ભ્રાંતી કાપો, હરો ત્રિવીધના તાપ. ૨ ઉમીયા
શૈલ સુતા અર્ધાંગે બિરાજે નંદિ વાહન આપ;
વામે હનુમંત વિર ઉભા જે પ્રલય કરે પરિતાપ. ૩ ઉમ
સુશુક વાહન પુત્ર પરાક્રમી ધરામાં પ્રથમ પુજાય;
શીવ સુતા ખળખળ વહે છે જે રહ્યાં જટાનીમાંહ. ૪ ઉ
દુષ્ટ નફ્ટ દુરીજન લંપટથી કરશો શંભુ દુર;
દોષ દુર કરી અલ્પ સ્તુતી આ ઉતારશો વિભુ ઉર. ૫
દુઃખ હરતા સુખ કરતા શાંતી આપો ત્રીભુવનનાથ;
સમાજનાં સાષ્ટાંગ સ્વીકારો નમે હીંમત અનાથ. ૬

ગાયન ૧૧ મું. રાગ અહા રહો આજે.

કરો મહેર આજે શ્રી અંતરયામી. યામી યામી યામી કરો.

પુજન પ્રિતેથી કરી દુઃખો વિરામ્યા.

શિવ ભક્તિથી શાંતી પામી પામી પામી કરો મહેર.

અંતરયામી વિભુ વિશરામી;

વંદન કરીએ શીર નામી નામી નામી કરો મહેર.

આધાર એક રામનાથ તમારો;

અરજ કરીએ જગ સ્વામી સ્વામી સ્વામી કરો મહેર.

દ્વીકર જોડી હીંમત નમે શિવ.

સાષ્ટાંગ લેજો માની માની માની કરો મહેર.

ગાયન ૧૨ મું. રાગ હૃદય સદબુદ્ધી.

રામેશ્વર અરજ સુણો મારી, કરો સહાય શેવક ધારી;

કરીએ બહુ દુષ્યકર્મો ભારી, મહેર કરી ટાળો ત્રિપુરારી. ૧

કુમતીથી અમે કદી ન સમર્યા, રામેશ્વર શીવ ચીત;

પુન્ય ધ્યાન અમે કાંઇ ના કીધુ, ધારી ધર્મ ઉપર નહીં પ્રીત;

આખર શી દશા થશે મારી, ગયો ભવસાગર હારી રામેશ્વર. ૨

રાત દીવસ હવે રટણ કરીએ, સ્વયંભુ તુજ નામ;

ગંગાધર હર ગિરજાવર વિણુ ઉવટ નહી આરામ;

..ક હીમત ધરીએ તારી, સમાજને તારો ત્રીપુરારી રામેશ્વર ૩

ગાયન ૧૩ મું. રાગ. ગરબી.

ભાવે ભોળાને ભજીએ રે, શિવજી ભાંગના ભોગી;

પ્રથમ પહેલાં પુજીએરે, ભસ્મ ધારણ યોગી. ૧

મનસા વાચા કર્મથીરે, ધ્યાન ત્રિપુરારીનું ધરજો.

મોહ [illegible] મુકીનેરે, રામનાથને ભજજો. ૨

વંભુ [illegible] [illegible]રે, પાર કોઈ પામ્યા નથી;

સુરીનર મુનીવરરે, તપ કરી થાક્યા મથી. ૩
ભોળાનાથ છે ભોળારે, અભય વરદાન દે ક્ષણમાં;
રિદ્ધી સિદ્ધી આપીનેરે, ત્રિવીધી તાપ હરે તનનાં. ૪
સમાજને આશરોરે. ત્રીપુરારી એક તમારો;
અમ સાષ્ટાંગ સ્વીકારીરે, ઉદય કરશોજી હમારો. ૫

**ગાયન ૧૪ મું.** રાગ. માલકોશ.

નમામી સ્વયંભુ સુખકારી સદા, શેવકને શરણુ રાખી હરો આપદા;
રામેશ્વરને નિત્ય ભાવે ભજો, પશુપતી પુજીને પાપો તજો. નમામી.
રક્ષા મારી રામનાથ કરો, કૃપા દ્રષ્ટિથી તાપ તનના હરો. નમામી.
પ્રણામે સ્વયંભુ નમી સૌ સમાજ;
કરશો ઉદય હીમતે શીરતાજ. નમામી.

**ગાયન ૧૫ મું.** રાગ. લાવણી.

જે કોઇ રામનાથને ભજશે, તેના કોટીક પાપો ટળશે;
ફેરો ભવસાગરનો ફળશે, શીવજી થાયે પ્રસન.
શોભા રામનાથની સારી, જોતાં લાગે આનંદકારી;
ઘુમટ ફરતી ચાર જાળી, જોઇ થાયે આનંદ.
ભીતે આરસ ચોડ્યાં છે, દ્વાર પીતળે મઢ્યાં છે;
તકતા ચોફેર જડયા છે, જાણે ઈંદ્રનું ભુવન.
સીલીંગ વચ્ચે જમરૂખ, હાંડી લેંપની બહુ છુટ;
રૂશનાઈ થાયે લખલુટ, દેખી પામે આનંદ.
શ્રાવણ માસે શોભા સારી, મહાપુજા થાયે સારી;
સોમે કુલ મંડળી નીવારી, દીજો કરે પુજન.
શીવ મંડપની રચના ભારી, ગરદી થાય નર ને નારી;
આરતી પુજનની વીધી સારી, કરો પ્રિતે દરસન.

શિવનું પુરાતન સ્થાન, બાંધ્યું અમક્ષેત્રનું ધામ;
ચાલે રામનાથને નામ, અતિથી પામે છે અન્ન. ૭
વસ્યા માંડવીની પોળ માંહ્ય, દેવની શેરીને છે સાહાય;
કરો શેવકપર કૃપાય, કરૂ પ્રિતે નમન. ૮
જય શીવ રામનાથ મહારાજ, હરદમ રાખો હમારી લાજ;
હીંમત માગે શીવ સમાજ, રહો સદા પ્રસન. ૯

ગાયન ૧૬ મું. નમુપદે ગીરજાપતીને—એ રાહ.

નમુંપદે ઉમીયા પતિને.
સ્વયંભુ તુજ શરણુંજ સાચું અમને એક તમારૂં;
દળી અરી નિરમળી કરો મુજ મતિને. નમું.
ભસ્મ ધારી નીજ અંગ, શોભે સતી ઉમાસંગ
મન રજીતરંગર વાગે ડમરૂ મ્રદંગ, ઝુલે કંઠ ભુજંગ;
છુમ છુમ છનનન, મંગળ ગાતાં ઉદય સમાજનો ઇચ્છે;
જોડી હાથ માગે સાથ, દીઓ સુમતીને. નમુંપદે.

ગાયન ૧૭ મું. રાગ પ્રી[illegible]જ પ્રાણુછો વારી વારી.

રામેશ્વરને નમો—વારે—વારે. ( ૨ )
સંસારે સુખે રમો—તારે—તારે.

ખી—છો દુઃખ હરતા શિવજી, અવિનાશી ઓંમકાર;
પુરા પ્રેમે પુજીએ, સ્વયંભુ સુખકાર.
જટાધારી; ભસ્મધારી, સુખકારી; ઉપકારી;
તાપ હરે ત્રિપુરારી. અરે—વાહ.
પુજો ખરા પ્રેમથી—વારે—વારે.
યા કરે રેહેમથી—તારે—તારે.

—સીતળ મંદ સુગંધ મય, ત્રિવીધ સમીર સુખકાર;

વસે શિખર કૈલાશને, શામ સમાજ જયકાર.
જટાધારી; ભસ્મધારી, સુખકારી; ઉપકારી;
તાપ હરૈ ત્રિપુરારી—ભારે—વાહ.
ટાળો મમતને—વારી—વારી.
આશા હીંમતને—તારી—તારી.

### ગાયન ૧૮ મું. રાગ. ઠીંડી

નમી કરૂં હું શિવ પ્રાર્થના તમારી,
ભોળાનાથ તમે પરમ ઉપકારી;
તમે સત્ય સ્વયંભુ છો નિર્વાકારી,
વિકટ વિશ્વ સંધુથકી લ્યો ઉગારી. ૧
નિત્ય નિર્મળ અખંડ નિરાકાર,
રામનાથની કૃપાનો નથી પાર;
રાખુ આશ આપનીજ શિવભારે,
રામનાથ વિના કોણ મને તારે. ૨
ત્રિવિધતાપ રામનાથ મારાં કાપો,
દયાસિંધુ દયા કરી જ્ઞાન આપો;
હરખે હીંમત સ્તુતી સમાજ ગાયે,
પરમ પ્રેમ થકી ચરણુ શરણુ આયે.

### ગાયન ૧૯ મું. રાગ. જનમો જનમ ઠુમરી.

ઉમયા ઉર હારમ રૂપ અપારમ, મદન વિદારમ ભસ્મ કરમ;
સરીતા શીર કેશમ જટા વિશેષમ, ફણીંદૈ શીશમ. બ્રહ્મ પ'
ગણુપતી સુત વીરમ ગૌર શરીરમ, ગુણુ ગંભીરમ રૂપ ભારી;
ભજ શ્રી રામનાથમ બચન રસાલમ, દીન દયાલમ, તાપ હરં





## ગાયન ૨૦ મું. રાગ ગરબો.

હેતે આલોને અમે ભ્રાત, શીવ પુજન કરવા.
શીવ રામેશ્વરની પાસ, દુઃખડાં દુર કરવા. ૧
ત્રીપુરારી સુખકારી શંભુ, અનંત અખંડ અવીનાશરે;
દુઃખ નિવારણ ભયના તારણ, અંતરયામી પાસ શીવ. ૨
ગૌ બ્રાહ્મણ પ્રતિપાળને પ્રિતે, ભજીએ ભાવ ભ્રાતરે;
સુખના કરતા દુઃખના હરતા, તન તાપ હરે સાક્ષાત શીવ. ૩
વિશ્નું વિરચી પાર ના પામ્યા, અકળકળા તુજ ઇશરે;
સુકસનકાદીક નારદ શારદ, પ્રથમ પુજે મહેશ. શીવ. ૪
બીંદુરૂપે શંકર જાણું, નંદી વાહન આપરે;
કલ્યાણ કારક ભયથી તારક, મુક્ત કરો જગ તાત. શીવ. ૫
અકળ કળારૂપ દીસે તમારૂ ગતી તમારી ન્યારીરે;
મુઢમતી અમે આવીએ શરણે ચરણે નમીએ ચીત ધારી. શીવ ૬
શરણ સાચુ રામેશ્વર તારૂ માગે નમીને સમાજરે;
ઇચ્છા પુરણ કરશો શંભુ, હરએ હિંમત આજ. શીવ. ૭

## ગાયન ૨૧ મું. રાગ. આદ્ય આશા પુરજો અંબીકા.

પુરણ કરશો મા ઉમીયા.
પુજન કરીએ ગણપતી, આપે રિધી સિધી રૂડી મતી.
દુખ દુંદાળો ભવના અતી. આશા પુરણ. ૧
પાયે લાગીએ, મનવાંચ્છીત ફળ પામીએ;
દીલના તાગીએ. આશા પુરણ. ૨
ઘેર જનમ્યાં સતી, રાખ્યું બીજે ભવે નામ પાર્વતી;
હોંશે પશુપતી. આશા પુરણ. ૩
મે શ્રી સ્વયંભુને, પાસે પ્રરતીક શીવ સુતારમેં;

દેખી માત પિતાને બહુ ગમે. આશા પુરણુ. ૪
દુઃખો કાપો હમારાં ઉમયા, મંગળકારી માતુ કરો મયા;
નમે સમાજ તમને કરો દયા. આશા પુરણુ. ૫

ગાયન ૨૨ મું. રાગ. વંદી વંદી વિશ્વનાથ. એ રાહ.

હર હર રામનાથ. નમીએ આ વારે;
સમાજને પ્રભુ તું તારે. હર હર.
હરદમ જપીએ શંકર નામ,
આખર મેળવવા સુખ ધામ;
તારે ભવસાગર પારે. હર હર.
છો જગ પાળક. દીનના તારક,
મદન મારક દુઃખ વિદારક;
હીંમત ધારે સમાજ સારી. હર હર.
શ્રી ત્રિપુરારી કાયા હમારી શરણે તારે,
શીવહર, શીવહર, શીવહર, શીવહર, હર હર.

ગાયન ૨૩ મું. આખી આલમને ઠગનારી એ રાહ.

(અહા) શી ગહન ગતી શિવતારી, ગોથાં ખાય સકળ સંસારી,
પહોંચ્યા નહીં બ્રહ્મા બ્રમચારી, સ્વયંભુ રામેશ્વર ત્રીપુરારી. (ગ્
તમે જગત્રાતા, ત્રિભોવનદાતા,
ભવ સાગરમાં ભટકી આખર શરણુ આવ્યું સુખકારી.
દીન ઊધારક, દીન જન તારક,
ભક્તાધિન ભુદર ભીડ ભંજન ભાગો ભીડ હમારી.
આશ હીંમતને, ટાળો મમતને,
વિજય સમાજનો કરશો સ્વયંભુ રામેશ્વર ત્રીપુરારી.

ગાયન ૨૪ મું. રાગ નટવર વસંત.

(શિવ) રામનાથ શિવ સમાજ ચરણે નમે,
ચરણે નમે, શિવ શરણે નમે. શિવ રામનાથ.
ગંગોદક ઝારી ભરી, પુષ્પ બિલ્લી લઈ સાથ;
કેસર ચંદને ચર્ચીએ, ભાવે ભોળાનાથ.
ચડાવો બહુ અબીલ ગુલાલ ઉછરંગમાં,
પાયે લાગો સૌ શિવ ચરણને;
શિવ શરણને, શંભુ ચરણને. શિવ રામનાથ.
શિવ ભુવન દીપી રહ્યું, ઝળ ઝળ દીપક માળ;
સ્વયંભુ સૌ સૃષ્ટિ વિશે. દીપી રહ્યા છો દયાલ.
રૂમ ઝુમ કરતા સૌ ભાત ઉમંગે ચાલોરે,
છબી નીરખોને રામનાથ મંદીર મહાલોરે;
રટણ રામેશ્વર તણું, કરીએ સદા દીનરાત;
સમાજનો ઉદય કરો, પશુપતી જગતાત.
વિશ્વમાં વિરામ વિભુ અમને તમારો,
હિંમતનો ઉદ્ધાર કરશો રાખી શરણે.
રાખી શરણે, નમુ તુજ ચરણે. શિવ રામનાથ.

ગાયન ૨૫ મું. નમામી મહીશા. એ રાહ.

રામેશ્વર વિજય વિજય કરજો, (૨, વાર)
શિવ-સમાજનો ઉધારકર, ગીરજાપતી.
દાસતી, તુજકૃતી, પશુપતિ, છે અતિ,
સ્વયંભુ દાસના દુઃખ હરજો,
શ્રી તારણ ભુદરા તું; સુખકરા,
જયકરા, વિભુવરા, શંકરા,
જય જય જય કરજો.

### ગાયન ૨૬ મું. તોટક છંદ.

શશિ શેખર શાંભ મહેશ વિભુ,કરૂણા કર શંકર દેહ પદે;
મદનાંન તકશાં તભ વભુત પતિ, તવન વમી સદા શીવપાદ યુગંમ.
ત્રિપુરા સુરનાશક મૈનપતે, જગદીશ વલેશ કલેશ હરો;
પરમેશ્વર રૂદ્ર ગણેશ પતે, તવન વમી સદા શિવ પાદ યુગંમ.

### ગાયન ૨૭ મું. રાસ.

ખેલો ભ્રાત મળી રાસ રંગ. (૨)
સૌ સંગ, રાસ રંગ, ઉમંગ, ધરી અંગ, (ખેલો)
ટાંડવ ગતે રીઝે શીવભારી, મન વાંછીત આશ ફળનારી;
રમી રીઝાવીએ ત્રિપુરારી, શિવસાંબ–પીયે ભાંગ. (ખેલો)
જેથી આનંદ થાય ઉમંગ, માન પડે વાગેછે મ્રહંગ;
બહુ હરખે છે હીંમત અંગ, પીયે ભંગ રંગ રંગ,
ભુજંગ, ડોલે સંગ. (ખેલો)
( અગડ બંબ ) ( ૬ વાર ) (ખેલો)

### ગાયન ૨૮ મું. રાગ. અંગ્રેજી પ્રાર્થનાનો.

જય શિવ હર મહાદેવ,
ગંગાધર હર ! ઉમીયાવર ! શિવ ! શૈલ સુતાધરા;
હર હર હર મહાદેવ જય શીવ રામનાથ.
વિશધર ! હર શિવ ! શશિ શેખર !
ભરમ અંગ ધરા ! હર હર હર માહાદેવ. જય શિવ રા૰
નમીએ–તમને–શિવજી પ્રિતે, રીતે, વંદનકરીએ; પશુપતિ
શૈલપતિ, હીંમત અરપી; સમાજનો જય જય કરી;
હર હર હર મહાદેવ જય શિવ રામનાથ હર !

### ૩. ૐ શ્રી સહ.

### સ્તુતિ.

ળીને સહુ સમાજ, પુજન કરીએ આજ;
ાગીએ શિવજી પાસ, મન વાંચ્છિત ફળ આશ.
જય હર જય શાંભ, હર જય હર શાંભ; (૨)
નમઃ પાર્વતી પતે એ, હર હર હર માહાદેવ.
જગપતિ ! પશુપતિ ! શૈલપતિ ! ગિરજાપતી જય–
શાંભ ! જય હર જય શાંભ. (૨)
શાંભ હર હર હર હર હર હર શાંભ. ( ચડતર )
અ ી અબળ કર ! સ્નેહી સબળ કર ! સુખો સફળ કર !
તે અચળ કર ! કૃતિ વિમળ કર ! નમે હીંમત અરપો શાંભ !
જય હર શાંભ, જય હર જય શાંભ (૨)
હર હર માહાદેવ હર.

### ગાયન ૩૦ મું. શ્લોક

રિ નંદિનિ નંદિત મેદિનિ વિશ્વ વિનોદિનિ નંદિનુંતે,
વિંધ્ય શિરોધિની વાસિનિ વિષ્નું વિલાસિની વિષ્નુંનુતે;
. હે શિતિકંઠ કુટુંબિનિ ભુરી કુટુંબિનિ ભુતિકૃતે,
હે સુર મર્દિનિ રમ્યક પર્દિનિ શૈલશુતે. ૧

### ાકાંતરમણમ. હરહર માહાદેવ હર.

## ( ઇતિ સમાપ્ત. )

### ➤ ૐ શીવમઃ ⟵

## વિનંતી પત્ર શ્રી દ્વીજસ

સર્વે ધર્મ શ્રદ્ધાળુ સદગ્રહસ્થોને વિનતી -
અત્રેની માંડવીનીપોળમાં સ્વયંભુ રામનાથ મહાદ ેમાં બ્રા
છોકરાઓને સંદ્યાદીક નિત્યકર્મો, રામનાથ આ શ્રી તદ્વીજ શિ
માજ તરફથી શીખવવામાં આવે છે, માટે આવા પરોપકારના ક
કોઇ પણ ધર્મ શ્રધાળુ ગ્રહસ્થ સંધ્યાદીક નિત્યકર્મની બુકો વિ
મદદ કરવા મેરબાની કરશે તેનો સમાજ આભાર માની સ્વિકાર ક
માટે આવા પરોપકારી કામમાં મદદ કરી તેનો લાભ સુજ્ઞજનો લે
એવી આશા છે.

---

### ખુશ ખબર.

સુજ્ઞ શિવ ભકતોને જાહેર કરવાનું કે, આ શ્રી રામનાથ
તીનાં ગાયનોની પ્રથમ આવૃતિનું પુસ્તક અમોએ શિવ ભકતે
મુલ્યે આપવા ઇરાદો રાખેલો છે. માટે જે ગ્રહસ્થને તેને તેનો
લેવો હોય તેણે કર્ત્તાને ઘેરથી મંગાવી લેવા ચુકવું નહીં. જે
સ્થોને વિના મુલ્યે લેવા ના મરજી હોય તેમણે તેની કીંમતન
આના મોકલી મંગાવી લેવા તસ્દી લેવી કારણ કે તે નાંણાને
યોગ પરોપકારના કામમાં થવાનો છે માટે સુજ્ઞજનો તેને
આપી કૃત્તાર્થ કરશે એવી આશા છે.

દેશાવરવાળાએ અડધા આનાની ટીકીટ પોષ્ટ -
પેડ પત્ર લેવામાં આવશે નહીં.

ઠે. અમદાવાદ.
માંડવીની પોળ દેવનીસેરી. } લી. જાની હીંમત
સને. ૧૦૯૩